અહુરા

# શ્રી ઇરાનશાહ આતશનું ગીત



રચનાર :—

શાવકશાહ દારબશાહ શરોફ,

( ફીરોઝગર. )

પ્રગટ કરનાર :—

હોરમસજી કાવસજી સીધવા,

સોરાબજી માણેકજી મીરઝાં.

ઉદવાડા.

કીંમત આના બે.

ય૦ ઝ૦ ૧૩૧૩. ઇ૦ સ૦ ૧૯૪૪.

# અર્પણ પત્રિકા.

શ્રી

ઉદવાડાના

ઈરાનશાહ આતશબહેરામ

સાહેબની ખિદમત બજાવનાર

સંજાણા અથોરનાન ટોળાનાં બાનુઓ

કે જેઓએ સંજાણા અથોરનાનો ઉપર પડેલી

અનેક મુશિબતોમાં અને અસંખ્ય હાદેશાઓમાં

હમશરીક થઈ પવિત્રાઇથી એ નૂરી કેબ્લાને રોશન રાખવાનાં

મહાન કાર્યમાં પોતાનો હિસ્સો આપ્યો છે,

આપે છે, અને આપશે; તે સર્વ બાનુઓને આ

**'શ્રી ઇરાનશાહ આતશનું ગીત'**

માન, વખાણ અને આભારની

લાગણીઓ સહિત અર્પણ

કરવામાં આવે

છે.

આવૃત્તિ બીજી.





આ ચોપડી મી૦ દીનશાહ શાપુરજી મસાની બી. એ., એ મુંબઈના કોટમાં નં૦ ૧૯, એંક સ્ટ્રીટ ક્રોસ લેન ખાતે ધી ફ્રેશો-ગર્દ પ્રીન્ટીંગ પ્રેસમાં છાપ્યું છે અને હોરમસજી કાવસજી સીધવા, સોરાબજી માણેકજી મીરઝાંએ મીરઝાં સ્ટ્રીટ, ઉદવાડામાં પ્રગટ કર્યું છે.

# ખુલાસો

## ( બીજી આવૃત્તિનો. )



શ્રી ઈરાનશાહ આતશનું આ ગીત પ્રગટ થયા પછી તે અનેક શુભ પ્રસંગોએ ભકિતભાવ સહિત ગવાતું રહ્યું છે અને એ ચોપડીની વધુ નકલોની અનેકવાર અનેક ઠેકાણેથી—ઉદવાડા ઉપરાંત દેશાવરોનાં જરથોસ્તીઓ તરફથી—માંગણી થતી રહી છે, આ રીતે એ ચોપડીઓની ખાસ જરૂરીઆત હોવાથી એરવદ દીનશાહજી ભીખાજી ઉનવાલા મારફતે એક જરથોસ્તીએ પોતાનાં ખર્ચે આ ચોપડીની બીજી આવૃત્તિ છપાવી આપવાની મેહરબાની કીધી છે તે માટે એ માનવંત શેઠનો અમો દિલોજાન આભાર માન્યે છીએ. શ્રી ઈરાનશાહની સેતાયશ રજુ કરતાં આ ગીતની બીજી આવૃત્તિ છપાવી આપી ખરેજ એક પુન્યનું અને શ્રી ઈરાનશાહનાં આશિષ મેલવનારૂં કાર્ય કર્યું છે, અને તે માટે તેમને ધન્યવાદ ઘટે છે. તેમજ આ બીજી આવૃતિ છપાવવાનાં કાર્યમાં એરવદ દીનશાહજી ઉનવાલાએ જે મહેનત ઉઠાવી છે તે માટે પણ આભાર સહિત નોંધ લઇએ છીએ.

આ ચોપડીની પહેલી આવૃત્તિનાં અમારા ખુલાસામાં આ ગીત વિષે અમે ઘણીક વિગતો રજુ કીધી છે; પરંતુ તેમાં જૂનાં ગીત વિષે ખાસ ઇસારો નહિ કીધેલો હોવાથી કેટલેક ઠેકાણે કાંઈ ગેરસમજુતી ફેલાયલી જોવામાં આવી છે કે, જૂનું ગીત છે તો નવાંની શું જરૂર હતી? પરંતુ જૂનાં ગીતમાં શ્રી ઈરાનશાહ માટે, તેની સ્થાપના માટે, તેનાં ઇતિહાસ માટે કે તેનાં બુલંદ દરજ્જા માટે એક શબ્દ પણ નથી. તે જૂનું ગીત શ્રી ઈરાન-શાહને લગતું છેજ નહિ અને તે ઉદવાડામાં કેમ દાખલ થવા પામ્યું તે સમજી શકાતું નથી. એટલુંજ નહિ પણ તેમાં કેટલીક અજરથોસ્તી માન્યતાઓનું વર્ણન સમાયલું માલમ પડયું છે. દાદાર અહુરમઝદની બંદગી, ફરેસ્તાઓની

આરાધના, આતશની સેતાયશ કે આતશબેહરામનાં ઇતિહાસને બદલે તેમાં મોટે ભાગે કડીઆ, સુથાર, કુંભારને બોલાવી તેઓને ભેટ સોગાદ આપવાની તથા જોશીનાં પગ દુધે ધોવડાવવાની અને આતશબેહરામને બકરાનો ભોગ આપવાની બીના આવેલી છે. દાખલા તરીકે :—

લાવોરે દુધનાં તરાભરા રે સખી
જોસીનાં પગ ધોવારે
દરજીરાનો બેટો બોલાવીએરે
કમખા જોર લઇ આવો
ભરવારનો બેટો બોલાવીએરે
બોકરા જોર લઇ આવો
આતશબેહુરામ ભોગ ચરેરે
કરઇને પોતીઆં અપાવીએ
મજુરને ટોપલા અપાવીએરે
રંગારાને કંદોરા અપાવીએરે
વણજારાને કોથરા અપાવીએરે
ગાંધીરાને પોતીઆં અપાવીએરે
ભરવારને કાંચવા અપાવીએરે
છીંયવારાને ગારાં અપાવીએરે.

જૂનાં ગીતની ઉપલી થોડીક લીટીઓ જૂના ગીત અને નવાં ગીતની વચ્ચેનાં તફાવતનો સુંદર ખ્યાલ આપશે અને આ નવું ગીત કેટલું ઉત્તમ અને ધર્મભાવનાથી ભરેલું છે તે સહેલાઇથી જોઈ શકાશે. વળી આ ચોપડીમાં રજુ કરવામાં આવેલા અભિપ્રાયો ઉપરથી પણ આ નવું ગીત કેટલું ઉપયોગી અને ભકિતભાવ ઉત્પન્ન કરનારૂં છે તે જરથોસ્તી કોમ જોઈ શકશે અને પોતાને ત્યાંનાં શુભ પ્રસંગોએ એ નવું ગીતજ પોતાને ત્યાં ગવડાવવાનો આગ્રહ રાખી કર્તાની, પ્રગટ કર્તાની અને છપાવી આપનાર સખી ગૃહસ્થની મહેનતને જશ આપશે એવી હમો આશા રાખીએ છીએ.

મીરઝાં સ્ટ્રીટ,
ઉદવાડા,
રોજ ૨૩, માહ ૯ સને ૧૩૧૩ ય. ઝ.
તા૦ ૨૪-૫-૧૯૪૪.

લી૦ સેવકો,
**હોરમસજી કાવસજી સીધવા,**
**સોરાબજી માણેકજી મીરઝાં.**

# ખુલાસો
## ( પહેલી આવૃત્તિનો. )

---

આપણાં જરથોસ્તીઓમાં નવજોત, નાવર, લગન, જેવા શુભ પ્રસંગોએ કેટલાંક ગીતો ગવાય છે. તેમાં ખાસ કરીને "આતશનું ગીત" ધાર્મિક વિચાર અને ભક્તિભાવથી ગવાય છે. તેજ રીતે આતશનું એક ગીત ઉદવાડામાં તેમજ બીજા ગામોમાં પણ ગવાતું આવ્યું છે. પણ તે અસલની રૂઢી પ્રમાણે રચાયલું હોવાથી તેમજ પ્રસંગને અનુસરતું નહિં હોવાથી તે ગીતમાં કાંઈક ફેરફાર કરી તેમાં ઇરાનશાહ આતશબહેરામ સાહેબ કે જે કેબ્લાને કુલ પારસી કોમ પોતાનાં દીની શહેનશાહ તરીકેજ માની તેની ઉપર એતેકાદ ધરાવે છે તે કેબ્લાનો ઇતિહાસ સામેલ કરવાનો વિચાર ઘણો લાંબો વખતથી અમોને આવ્યો હતો. એ બાબત કેટલાંક બાનુઓ સાથે વાત થતાં તેઓએ તે વિચારને સંમતી આપી આવાં એક નવાં ગીતની અગત્યતા બતાવી રચાવી આપવાની ફરમાશ કીધી. તે ઉપરથી "કિસ્સે-એ-સંજાણ," "પાક ઇરાનશાહની તવારિખ" વિગેરે પુસ્તકોને આધારે અમોએ શ્રી ઇરાનશાહનો અહેવાલ લખી કાઢી એવું એક ગીત રચી આપવાનું કામ મુંબઇવાળા જાણીતા લેખક અને કવિ **શેઠ શાવકશાહ દારબશાહ શરોફ** ઉર્ફે **"ફીરોઝગર"**ને સોંપ્યું; અને તેનું પરિણામ તે આ નાનકડું ચોપાન્યું છે. આ ગીત રચવાનો વિચાર અમોએ સને ૧૯૨૯ માં કર્યો હતો; અને ત્યારથી એ બાબદનાં પ્રયાસો શરૂ કર્યા હતા પણ અનેક કારણોને લીધે ઢીલ થતાં થતાં આખરે આ વર્ષે આ કામ પૂર્ણ થઇ જાહેરની રોશની જોવા પામે છે.

શેઠ શાવકશાહ દારબશાહ શરોફ ( ફીરોઝગર ) કે જેઓએ "સુખ સરીતા," "રસ્તાખેજ," "મુસકીલ આસાન" વિગેરે અનેક પુસ્તકો રચી એક કાબેલ કલમકસ અને કવિ તરીકે પ્રખ્યાતી મેળવી છે, તેઓએ શ્રી ઇરાનશાહ તરફના ભક્તિભાવની લાગણીથી દોરવાઇ તદન બિનસ્વાર્થે જહેમત ઉઠાવી આ ગીત રચી આપ્યું છે, તે માટે આ તકે તેઓ સાહેબનો અંતઃકરણપૂર્વક આભાર માનીએ છીએ.

ઉદવાડાનાં વિદ્વાન દસ્તુરજી સાહેબ, **દસ્તુર કયકોબાદ દસ્તુર પેસોતનજી મીરઝાંને** આ ચોપાન્યાંનો દિબાચો લખવાની અરજ કરતાં, તેઓ સાહેબે વિદ્વતાભરેલો દિબાચો લખી આપી અમારા કામને ઉત્તેજન આપ્યું છે, તે માટે એ માનવંત દસ્તુરજી સાહેબનો આભાર માનવાની અમો રજા લઈએ છીએ.

જામનગરની "**મીરઝાં અગીઆરી**"નાં પંથકી સાહેબનાં મહેરદાર **બાઇ ધનબાઇજી રૂસ્તમજી રેહમુલજી મીરઝાંએ** આ ચોપાન્યું છપાવવાનો તમામ ખરચ પોતે આપવાની મહેરબાંની કીધી છે, તે માટે એ ભલાં બાનુનો આભાર માનીએ છીએ.

**આ** ગીત "આતશના ગીત" નાં રાગ ઉપર અને લગભગ તેજ ઢબ ઉપર રચવામાં આવ્યું છે; અને તે "આતશના ગીત" ની માફકજ ગાઈ શકાશે. ઉદવાડાનાં બે કેળવાયલાં બાનુઓ **મીસ ખોરશેદ હોરાબજી મીરઝાં અને મીસ ખોરશેદ શાપુરજી ભાઠેલાએ** "આતશના ગીત"નાં "ગાયન" તરીકેના પોતાના બહોળા અનુભવથી આ ગીત તપાસી તે માટે પોતાનો અભિપ્રાય લખી આપ્યો છે, તેમજ મીસ ખોરશેદ મીરઝાંએ આ ગીતના સંબધમાં મોટી મહેનત લઈ કિમતી મદદ આપી છે. તે માટે એ બંને બાનુઓનો ઉપકાર માનીએ છીએ.

એરવદ ફરામરોઝ ફિરોઝ મીરઝાંએ આ ગીત છપાવવાને લગતી સઘળી મહેનત ઉપાડી લઈ આ ચોપાન્યું સુંદર છપાઈમાં છપાવી આપી અમને મદદ કીધી છે, તે માટે અમો તેમનાં પણ ઉપકારી છીએ.

છેવટે અમો આશા રાખીએ છીએ કે સર્વ જરથોસ્તીઓ પોતાને ત્યાંના શુભ પ્રસંગોએ આ શ્રી ઇરાનશાહ આતશનું ગીત ગવડાવી "શ્રી ઇરાનશાહ" નાં ભલા આશિષો મેળવશે તેનો આ અમારી અદના મહેનતનો સંપૂર્ણ બદલો મળેલો સમજીશું.

| | |
|---|---|
| મીરઝાં સ્ટ્રીટ. | લી૰ સેવકો, |
| **ઉદવાડા,** | **હોરમસજી કાવસજી સીધવાનીવતી** |
| રોજ ૩ માહ ૩ સને ૧૩૦૫ ય. ઝ. | દા. નરીમાન હોરમસજી સીધવા |
| તા૰ ૮-૧૧-૧૯૩૫. | **સોરાબજી માણેકજી મીરઝાં.** |

# અભિપ્રાયો.

"આતશનાં ગીત" નાં "ગાયણુ" તરીકેનાં હમારા લગભગ ૧૫ વર્ષના અનુભવને આધારે "શ્રી ઈરાનશાહ આતશનું ગીત" હમોએ આખું તપાસ્યું છે તે લગભગ જુના રાગ ઉપરજ રચાયલું માલમ પડયું છે; અને તે શ્રી ઈરાનશાહ આતશનાં ગીત તરીકે ગાઈ શકાય તેવું સરસ રીતે બનાવવામાં આવ્યું છે. એ ગીતની ભાષા બહુ સાદી અને સરલ છે અને એમાં સમાવેલી બાબદો બહુ ઉંચી, જાણવાજોગ અને મનન કરવા જોગ છે. શ્રી ઈરાનશાહનાં ઈતિહાસ અને સિફત માટે ખાસ રચાયલું હોવાથી જરથોસ્તી બાનુઓ તો એને આવકારથી વધાવી લેશે; અને શાદી રામસ્નીનાં ખુશાબકતી ભર્યા પ્રસંગોએ આ ગીતજ ગાવાનો રીવાજ ચાલુ કરી રચનાર અને રચાવનારાઓની મહેનતને જશ આપશે, એવી હમો આશા રાખીએ છીએ.

**ખોરશેદ દોરાબજી મીરઝાં,**
**ખોરશેદ શાપુરજી ભાડેલા,**
ઉદવાડાની સર જે. જે. સ્કુલની શિક્ષિકાઓ.

---

ઈરાનશાહનાં પવિત્ર આતશની સેતાયશનું ભકિતભાવ ઉત્પન્ન કરનારૂં ગીત સુંદર સાદી એબારતમાં રચાવી માનવંત દસ્તુરજી કૈયોજી પાસે વિદ્વતાભર્યો દિબાચો લખાવી પ્રગટ કરાવવાની ભાઈજી હોરમસજી સીધવાએ તથા ભાઈજી સોરાબજી મીરઝાંએ જે સેવા બજાવી છે તે વખાણુવા લાયક છે. એવાં ઘણાં ઘણાં કોમ ઉપયોગી ભલાં કામો કરવાથી દાદાર અહુરમઝદ તમો ભાઈઓને તંદરોસ્તી સાથની લાંબી જીંદગી બક્ષે. આમીન.

**માણેકજી નસરવાનજી ધાલા.**

---

મારો ઉદવાડાનાં વસવાટ દરમ્યાન આ આગમજ જે રીતે આતશનું ગીત મારા સમજવામાં આવ્યું છે, તેમાં ને આ નવાં રચેલાં ગીતમાં ઘણોજ ફરક છે. આગલાં ગીતમાં આતશબેહરામ બંધાવનાર કરતાં તેનું બાંધકામ

કરનારા કારીગરોને યાદ કરી તેઓને કરવામાં આવતી નવાજેશ તથા પાક ઇરાનશાહને અજરથોસ્તી માન્યતાઓ જેવી કે બકરાં મરઘાનાં ભેજો વિગેરે અર્પણ કરવાનું ગાવામાં આવતું હતું. આ નવું ગીત ખાસ "**ઇરાનશાહ**"-**નીજ** સિફતમાં જોડવામાં આવ્યું છે, ને તેમાં "પાક ઇરાનશાહ આતશ"ને લગતી તેમજ સંજાણનો ઇતિહાસ વિગેરે વિગત દર્શાવવામાં આવી છે. તેથી આગલાં ગીતનું સ્વરૂપ ફેરવાઇજ ગયું છે. આ તવારિખ રૂપી ગાયણ જરથોસ્તી જીગરમાં સદા યાદગાર રહી જશે, તેથી હું ઇચ્છું છું કે ખુદ ઉદવાડા ઉપરાંત બીજા દેશાવરો ખાતેબી આ ગીતનો ફેલાવો થવા પામે.

**ધનબાય જમશેદજી દસ્તુર જામાસ્પઆશા**

(આંકોલાવાલા.)



# દિ બા ચો .



કુદરતની પેદાયશોનું અવલોકન કરી તેની સેતાયશ મારફતે કુદરતના કર્તાની પિછાણ કરવી એ જરથોસ્તી મઝહબનું એક મુખ્ય સિદ્ધાંત છે. સૂર્ય, ચંદ્ર, આતશ વિગેરે રોશની આપનારી પેદાયશો તેના પેદા કરનાર દાદાર અહુરમઝદની અપાર શકિત અને તે મહાજ્ઞાની સાહેબની આપણ માણુસ જાત ઉપરની અખુટ મહેરબાનીની યાદ આપણા જીગરમાં સદા જાળવી રાખે છે. ખુરશેદ સનમુખ ઉભા રહી ખુરશેદ ન્યાયેશ કરતાં અથવા આતશ સનમુખ ઉભા રહી આતશ ન્યાયેશ કરતાં કુદરતની આ મહાન પેદાયશોનાં આ દુનિયા ઉપરના ઉપરના ઉપયોગીપણા વિષે વધારે અને વધારે સુંદર ખ્યાલ આપણુને મળે છે; અને તે મારફતે તેના પેદા કરનાર પાક દાદાર તરફનાં આપણા ભકિત-ભાવમાં આપણે વધારો કરી શકીએ છીએ. આ ઉપરાંત કુદરતનું અવલોકન અને ભલી પેદાયશોની સેતાયશ મારફતે આપણે આપણી જીંદગી માટે ઘણાક નવા પાઠો અને નીતિના ઉંચા સબકો શીખીએ છીએ, અને તેથીજ આતશ ન્યાયેશમાં કહેવામાં આવ્યું છે, કે—“અહુરમઝદનો આતશ સઘળાઓને નસીહત કરે છે.”[1] વળી આજની સુધરેલી દુનિયાએ કબુલ રાખેલો, “કુદરત ઉપરથી કુદરતના પેદા કરનાર” ને ઓળખવાનો સિદ્ધાંત ગાથાના પવિત્ર લખાણોમાં બહુ સુંદર રીતે સમજાવવામાં આવ્યો છે.[2]

જરથોસ્તી ધર્મના આ સિદ્ધાંતના પરિણામે આતશ, સૂર્ય, ચંદ્ર, પાણી, ઓરવર વિગેરે કુદરતની બુલંદ પેદાયશોની સેતાયશને જરથોસ્તી મઝહબમાં અગત્યનું સ્થાન મળ્યું. એ સેતાયશોમાં પણ આતશની સેતાયશે જરથોસ્તી મઝહબ ઉપર બહુ ઉંડી અસર કીધી. આપણા ધર્મ પુસ્તકોમાં અને આપણી ધાર્મિક ક્રિયાઓમાં આતશને આપવામાં આવેલી અગત્ય તેનો ખુલ્લો પુરાવો છે. એટલુંજ નહિં પણ આપણી દરેક ઇરાની શહેનશાહતોમાં પણ આતશની સેતાયશ બહુ

---

૧ આતશ ન્યાયેશ ફ. ૭. ૨ યજશ્ને હા. ૪૪, ફ. ૧, ૩, ૭; હા. ૫૦, ફ. ૧૦; હા. ૫૧, ફ. ૭.

અગત્યનો દરજ્જો ધરાવતી હતી એમ તવારિખ ઉપરથી માલમ પડે છે. ખુદ મહાન હખામન્યન શાહેનશાહ પહેલા દારાયશની બહીસ્તુનની ખીલારોકી તખ્તીમાં "અતરીયાદીય[1]" મહીનાનું નામ આવે છે. આયણી બાબદમાં આ નામ આપણું ધ્યાન ખેંચે છે; અને એ ઉપરથી માલમ પડે છે, કે હખામન્યન જમાનાનાં કેલેન્ડરમાં પણ "આતશની આરાધના"નો મહીનો સમાયલો હતો. વળી ગ્રીક લખનારાઓ જણાવે છે, કે મહાન શાહેનશાહ સાઇરસ ધી ગ્રેટનું નામ "અગ્રદતીસ" અથવા "અથ્રદતીસ" પણ હતું. જો આ બીના ખરી હોય તો આ નામો અવસ્તા "આતરે-દાત" આતશ સાથે સબંધ ધરાવનારાં નામ સાથે સરખાવી શકાય. પાર્થીઅન જમાનાનાં સિક્કાઓ ઉપરનાં આતશનાં કુંડો, તેમજ સાસાન્યન જમાનાનાં પહેલવી પુસ્તકો તે જમાનાઓમાં થતી આતશની સેતાયશનો પુરાવો આપે છે.

આજના સુધરેલા જમાનાની શોધખોળોએ આતશ, સુરજ વિગેરેમાં કેટલી અને કેવી શક્તિઓ સમાયલી છે, કુદરતના કારોબારમાં તેનો કેવો અગત્યનો હિસ્સો છે; અને માણસની જીંદગીની હસ્તીમાં તે કેવો મુખ્ય ભાગ ભજવે છે, તે શોધી કાઢ્યું છે. તેમજ સુર્યના કિરણો વડે અથવા આતશનાં બીજાં રૂપ વીજળીનાં પ્રવાહો વડે માણસ જાતના દુઃખ દરદો સાજા કરવાની શોધ આ જમાનામાં આગળ વધી છે, પરંતુ આવા કુદરતી ઉપાયો અવસ્તા જમાનામાં પણ જણાયલા હતા, એમ આપણા બચી રહેલાં અવસ્તા સાહિત્ય ઉપરથી માલમ પડે છે. ખુરશેદ ન્યાયેશમાં જણાવ્યા પ્રમાણે ખુરશેદના ઉગવાથી આ દુન્યાની પેદાયશોને પાકીજગી મળે છે; તેમજ દુન્યા ઉપરની ખરાબીઓ દુર થાય છે. વળી આતશ ન્યાયેશમાં બંદગી કરનાર આતશ તરફથી શારીરિક કૌવત, તંદરસ્તી અને લાંબી જીંદગી માંગે છે. આ અલંકારીક લખાણો ઉપરથી આપણે વાજબી રીતે અનુમાન કરી શકયે કે અવસ્તા જમાનામાં આપણા પુજ્ય વડીલો પણ આતશ અને સુર્યના કિરણો વડે માણસ જાતનાં દુઃખ દરદો નાબુદ કરી તનદુરસ્તી આપવાના કુદરતી ઉપાયોથી માહિતગાર હતા. અલબત્ત, આજનાં જેવાંજ સાધનો કે સગવડો તે જમાનામાં હતાં, એમ

૧ બહીસ્તુન, કોલમ ૧, ૧૯; ૩, ૩. 'અતરીયાદીય' એટલે 'આતશની આરાધના'નો મહીનો.

આપણે કરી શકીએ નહિ; પણ કુદરતની એ ઉમદા પેદાયશોમાં સમાયલા તનદુરસ્તી આપનારા ગુણો વિષે તેઓ જાણકાર હતા, એમ કહેવું ખોટું નથી.

આ રીતે કુદરતના તત્વો અને પેદાયશોની સેતાયશનો ખ્યાલ જરથોસ્તીઓને ધાર્મિક જીંદગી સાથે જોડાયો. તેમ તેઓની સંસારી જીંદગી સાથે પણ તે ખ્યાલે જગા લીધી; અને તેનો પુરાવો આપણામાં શુભ અવસરે ગવાતાં ગીતો છે. એ ગીતોમાં આતશ, સુરજ, ચંદ્ર વિગેરેની વખાણ ગાવામાં આવે છે. તેઓનાં ગુણોનું વર્ણન કવિની અલંકારિક ભાષામાં કરવામાં આવે છે; અને તેથી એ ગીતો એક પ્રકારના આતશ, સુર્ય, ચંદ્રની સેતાયશના નામાઓ હોય—આતશ, ખોરશેદ, મહાબોખ્તારની ન્યાયેશ હોય—એમજ આપણને લાગે છે.

જેમ આતશની સેતાયશ જરથોસ્તી ધર્મમાં અગત્યની જગા લે છે. તેમ સંસારી જીંદગી સાથે જોડાયલાં આ ગીતોમાં પણ **"આતશનું ગીત"** વધુ અગત્યની જગા રોકે છે. માંગલિક પ્રસંગો એ ધાર્મિક ભકિતભાવ ને યકીનથી તે ગવાય છે; અને તે ગાવા–ગવડાવવાનાં કાર્યને ધાર્મિક કામ તરીકેજ માનવામાં આવે છે.

આ ચોપાન્યું પ્રગટ કરનાર એરવદ સાહેબોએ આતશની સેતાયશનાં એવાજ ખ્યાલ અને હેતુથી **"શ્રી ઇરાનશાહ"** આતશનું આ ગીત જુના ગીતનીજ ઢબ ઉપર રચાવી બહાર પાડયું છે. શ્રી ઈરાનશાહનો દરજ્જો કેવો બુલંદ અને આલા છે. કુલ જરથોસ્તી કોમની એ નુરી કેબ્લા તરફની જાનફેશાની અને એતેકાદ કેટલો મજબુત છે, તે સર્વે હમદીનોને રોશન છે. એવા એક નુરી કેબ્લાની વધુ સેતાયશ પોતાને ત્યાંના શુભ અવસરે કરવાનું અને તેમ કરી એ પવિત્ર કેબ્લાનાં ભલા આશિષો મેળવવાનું આ સાધણ આવકારદાયકજ થઈ પડશે, એમાં કાંઇ શક નથી.

આ ગીતનાં રચનાર **મી૦ શાવકશાહ દારબશાહ શરોફ** ઉર્ફે **"ફીરોઝગર"** છે. તેઓ એક જાણીતા લેખક અને કવિ છે. એવણે આ ગીત રચવામાં બહુ મહેનત ઉઠાવેલી માલમ પડે છે. ગીતની શરૂઆતમાં **દાદાર**

અહુરમઝદ તથા અમેશાસ્પંદો અને યઝદોની બંદગી કરવામાં આવી છે. તે પછી પયગમ્બર સાહેબ અશો જરથોસ્તનું ટુંક જીવન ચરિત્ર આપવામાં આવ્યું છે, તે પછી ઇરાનની જુદી જુદી શાહેનશાહતોનો ટુંક ઇતેખાબ રજુ કરવામાં આવ્યો છે. ત્યાર બાદ આતશની સિફત ગાવામાં આવી છે, કે જેમાં આપણી આતશની ન્યાયેશમાંના ઘણાક વિચારો સમાયલા માલમ પડે છે. તે પછી પારસીઓ હિંદમાં આવ્યા તેનું વૃતાંત, જાદીરાણા સનમુખ રજુ થયલા સંસ્કૃત શ્લોકોનો ભાવાર્થ, સંજાણમાં શ્રી ઇરાનશાહની સ્થાપણાં, સંજાણની લડાઇ, બાહરોટ, વાંસદા અને નવસારીમાં વસવાટ કરી અંતે શ્રી ઇરાનશાહનું ઉદવાડામાં તખ્તનશીન થવું, ઉદવાડામાં શ્રી ઇરાનશાહ માટે બંધાયલાં જુદાં જુદાં મકાનો, શ્રી ઇરાનશાહની જ્યુબીલી–વિગેરે સઘળો ઇતિહાસ આપી છેવટે શ્રી ઇરાનશાહની સિફત ગાઇ તેનાં આશિષ ચાહવામાં આવ્યા છે. કર્તાએ આ ગીતમાં દરેક બનાવોની તારીખ અને સાલ પણ રજુ કર્યા હતે, તો બહુ ઉપયોગી થઇ પડતે. દાખલા તરીકે પાના ૨૦ અને પાના ૨૪ ઉપર શ્રી ઇરાનશાહની સ્થાપણાંનો અને ઉદવાડામાં આવવાના રોજ, માહ, સાલ આપવામાં આવ્યાં છે તેવીજ રીતે શાહ યઝદઝદની હાર સાથે સાસાન્યન સલ્તનતનો અંત, પારસીઓની હિંદમા આમદ, સંજાણની લડાઇ, ઇરાનશાહને બાહરોટ વાંસદા અને નવસારી વિગેરે સ્થળોએ લઇ જવાની તારીખો અને સાલ આપવાની જરૂર હતી. કારણ કે આવાં ગીતો સાથે જોડાયલી બાબતો હમેશાં સચવાઈ રહે છે; અને પેઢી દર પેઢી યાદગાર રહે છે. અલબત, એ તારીખો સંબંધી વિદ્વાનોમાં મતફેર છે; પરતુ સામાન્ય રીતે વિદ્વાનો જે તારીખો સ્વીકારે છે, તે આપી હતે તો આ ગીતનાં ઉપયોગીપણામાં વધારો થતે. વળી શ્રી ઇરાનશાહને ઇ. સ. ૧૭૩૩ થી ૧૭૩૬ સુધી નવસારીથી સુરત લઇ જવામાં આવ્યા હતા, તે બીના પણ કર્તાએ દર્શાવી નથી. તેમજ ઇરાનની જુદી જુદી સલ્તનતોની વિગત આપવામાં આવી છે, તે કાંઇક વધુ વિસ્તારથી આપી હતે તો વધુ ઉપયોગી થઇ પડતે. પયગમ્બર સાહેબ અશો જરથોસ્તનાં જીવન ચરિત્રમાં પાના ૮ ઉપર કર્તા જણાવે છે કે—

" જેણે ગુસ્તાસ્પને કુશ્તી પહેરાવી,
જેનું શરીર સુફરેહથી દીપાવ્યું. "

આ લીટીઓ ઉપરથી કર્તા એમ દેખાડવા માંગે છે, કે અશો જરથોસ્તે સુદરેહ કુસ્તીનું પવિત્ર પહેરણ દાખલ કર્યું; પણ શાયર ફીરદુશી શાહનામામાં કહે છે, તેમ કુસ્તીનું પહેરણ જરથોસ્તનાં જમાનાની બહુ આગમજ શાહ જમશેદે દાખલ કર્યું હતું. ફીરદુશી જણાવે છે કે:—

તો કુશ્તી [હમીબર] મેયાનત્ બે બન્દ
તોરા હીચ્ નાયદ્ ઝે દીવાન ગઝન્દ
હરાન્ કસ્ કે કુશ્તી મેયાન્ બસ્તહ્ શુદ
બેહેશ્તી શુદો અઝ્ ગુનહ્ રસ્તહ્ શુદ

(સરોશ યઝદ શાહ જમશેદને કહે છે:—) "તું તારી કમર ઉપર કુસ્તી બાંધ, જેથી તને દેવોથી કાંઇ પણ ઇજા નહિં પહોંચશે, જેઓએ કમરે કુસ્તી બાંધી તેઓ ગુનાહથી છુટી બહેસ્તી થયા.[1]" આ ઉપરથી સ્પષ્ટ માલમ પડે છે, કે કુસ્તીનું પહેરણ શાહ જમશેદના જમાનામાં ચાલુ થયું હતું.

આવી કોઇક નજરચુકો બાદ કરતાં અવલથી આખેર સુધીનો હેવાલ કર્તાએ સરળ અને રસીલી એબારતમાં રજુ કર્યો છે, અને તે એક પ્રકારનાં ધાર્મિક નામાનો—એક ધાર્મિક ગાયનનો ખ્યાલ આપે છે. મી૦ શીરોઝગરે લીધેલી મહેનત અને મેળવેલી સફળતા માટે તેઓને હું મુબારકબાદી આપું છું.

એરવદો હોરમસજી કાવસજી સીધવા અને સોરાબજી માણેકજી મીરઝાંએ આ ગીત રચાવી અને પ્રગટ કરી જરથોસ્તી આલમની સેવા બજાવી છે, એમ કહેવામાં હું ધારૂં છું કે ખોટું કાંઈ નથી. એઓ માહેલા એરવદ હોરમસજી કાવસજી સીધવા માટે ખાસ નોંધ લેવાની જરૂર છે, કે તેઓ તબીએતે અને આંખે તદન અશકત છે, એટલુંજ નહિં પણ બહુ ગરીબી સ્થિતિનાં છે; તેમ છતાં જાહેર કામ માટે આવો ઉત્સાહ રાખી તેઓએ જે જહેમત ઉઠાવી છે, તે માટે હું તેઓને ધન્યવાદ આપું છું. બીજા પ્રગટ કરનાર એરવદ સોરાબજી માણેકજી મીરઝાંનું નામ તો એક ઉત્સાહી અને ટોળાની અને ગામની સેવા

---

૧ કુટાર બિરાદરોનું શાહનામું. વો. ૧, પા. ૨૬.

જાળવવાનો પરમાર્થી જુસ્સો ધરાવનાર જવાન તરીકે એટલું બધું જાણીતું છે, કે તેઓ વિષે વધુ લખવાની મને જરૂર નથી. તેઓનાં અનેક કામોજ તેઓની લાયકાતની અને જાહેર જુસ્સાની પુરવારી છે.

આ રીતે કર્તા અને પ્રગટ કરનારાઓ મળી ત્રણ ગ્રહસ્થોની ભેગી કોશેષનું આ પરિણામ આજે જરથોસ્તી કોમ સનમુખ રજુ કરવામાં આવ્યું છે. હું ઇચ્છું છું કે દરેક જરથોસ્તી કુટુંબમાં આ ગીત વાજબી જગા લઇ જરથોસ્તી જીગરનાં આતશને વધારે અને વધારે રોશન બનાવે! શ્રી ઇરાનશાહ જેવા પવિત્ર કેબ્લાની સેતાયશનું આ ગીત છે, એટલે એ ગીત મારફતે શ્રી ઇરાનશાહની સેતાયશ કરનાર અને કરાવનારને એ નુરેમંદ કેબ્લો પોતાનાં ગેબી આશિષોથી નવાજશેજ એમ કહેવાની કાંઇ ખાસ જરૂર નથી.

ઉદવાડા,
રોજ ૨૨, માહ ૨,
સને ૧૩૦૫, ય. ઝ.

} કેકાઓજી દસ્તુર પેશોતનજી મીરઝાં.



# શ્રી ઇરાનશાહનું ગીત.



દાદારજીની યાદ લઇ સખીઓ માંડીએ,
જેની આરાધના કરી ફતેહ ફીરોઝમંદી ચાહીએ
જેની બંદગી નિયમીત કરી આબાદી માગીએ
તે આલમના પાદશાહની સીફત ગાઇએ;

ચાલો સખી ઇરાનશાહ આતશ જઇએ—ટેક૦

જેણે આંખ્યો બક્ષી જોવા દુનિઆનો મહેમાર,—ચાલો૦
જેણે કાનો આપ્યા છે સમજવા સર્વે સાર;—ચાલો૦
જેણે ઝબાન આપી નેક સખુન બોલવા કાજ,—ચાલો૦
જેણે હાથો બક્ષ્યા છે સખાવત કરવા કાજ.—ચાલો૦
જેણે પગો આપ્યા નેક રાહે દોરવવા કાજ—ચાલો૦
જેણે બુદ્ધિ બક્ષી નેક વિચારવા કાજ—ચાલો૦
જેણે હૈયાતી બક્ષી ઇન્સાનોની કસોટી કાજ—ચાલો૦
તેનાં ચરણુમાં શિશ નમાવી બંદગી કરીએ.

હરેક કામ પ્રથમ તેની આરાધના કરીએ—ચાલો૦
હરગીઝ તેને દીલથી નહિં વીસરીએ—ચાલો૦

જેણે પેદા કર્યું આ ફરતું આસમાન—ચાલો૦
જેણે પેદા કીધા સાત અમશાસ્પંદો મહાન—ચાલો૦
જેણે બનાવ્યું બહેશ્ત ગરોથમાન—ચાલો૦
જેણે યઝદો પેદા કરી આપ્યું સ્થાન—ચાલો૦
જેણે ખોરશેદને આકાશ પર રોશન કીધો—ચાલો૦
જેણે માહબોખ્તારને મોટો દરજ્જો દીધો—ચાલો૦
જેણે સિતારાઓનો રચ્યો ભારી શણગાર—ચાલો૦
જેણે હવા પાણી પેદા કીધાં બેશુમાર—ચાલો૦
જેણે આતશ જમીનની બક્ષેસ કીધી—ચાલો૦
જેણે ધાતુ પશુ ને ઇન્શાનની ભેટો દીધી—ચાલો૦
જેણે માટીમાંથી બનાવ્યો આકાર ઇન્સાન—ચાલો૦
જેણે ખાકી પુતલાંને દીધી બોલવાની ઝબાન—ચાલો૦
જેણે બક્ષ્યું ઇન્શાનોને ઉત્તમ જ્ઞાન—ચાલો૦

તેની શકિતના કરીએ આજે વખાણ
દીલથી આરાધો તે રહેમી યઝદાન—ચાલો૦

તેના પુત્ર ઇરાનશાહને સેઝદો કરવા જઇએ,
જેના ગીતો ગાઇ સખીઓ મુરાદ માગીએ—ચાલો૦

ત્યાં જઇ સોના રૂપાની તોરણો બંધાવો,
અગરની ખુશબો ત્યાં ફેલાવો—ચાલો૦

અહુરમઝદના પુત્ર અરદીબહેશ્તને વધાવ્યે,
ઝલકાટ ભર્યા ખોરશેદ યઝદને વધાવો—ચાલો૦

મુરાદ દેનાર માહબોખ્તારને દીલથી વધાવ્યે,
આજે શરોશ યઝદથી પનાહ માગીએ—ચાલો૦

બહેરામ યઝદથી ફતેહ ફીરોઝી ચાહીએ,
તેત્રીશ ફરેસ્તાઓની મદદ માગીએ—ચાલો૦

હફ્ત અમશાસ્પંદોની યારી માગીએ
આજે વંદીદાદ ઇરાનશાહ હજુર બેસાડયે—ચાલો૦

આજે નાવરીઓ ઇરાનશાહને ચઢાવ્યે,
મોતીના ચોક આતશબહેરામ પુરાવ્યે—ચાલો૦

આજે ઇરાનશાહને ફુલારૂં ચઢાવ્યે,
નીરંગદીન હુમાયશ્ત બી કરાવ્યે—ચાલો૦

દસ્તુર દાવરથી મીજલસ શોભાવ્યે,
સારી અનજુમનને બી બોલાવ્યે—ચાલો૦

આજે સઘરાણાના સૌને સગન કરાવ્યે,
દસ્તુરોને આશોદાદથી નવાજયે—ચાલો૦

મોબેદોને આશોદાદથી નવાજયે—ચાલો૦

ગાયનોને આશોદાદથી નવાજયે—ચાલો૦

આજે પાક આતશના આશિષ માગીએ—ચાલો૦

ધર્મી મારા ( * ...... ) ને ભલી દુવા ઇચ્છીએ,
સોહવાસણ ( * ...... ) ને સગન માગીએ—ચાલો૦

જેણે આજે ઇરાનશાહને ગીત ગવાડી યાદ કીધા,
પાક આતશના આશિષો લીધા—ચાલો૦

જેણે ઘરને ઉંબર સગન કરાવ્યા,
ફુલોની તોરણો બંધાવી......................—ચાલો૦

---

* આ જગાએ ગીત ગવાડનાર કુટુંબનાં વડિલોનાં નામ લેવાં.

જેણે ઘીનો દીવો ઘેરે દીપાવ્યો,
ઘરના આતશને ખુશીઓથી વધાવ્યો—ચાલો૦

માંડોરે સખી દીનના પએગામ્બરનું દૃષ્ટાંત,
જેનું નામ જરથોસ્ત સ્પીતમાન—ચાલો૦

દાદાર અહુરમઝદનો પએગામ્બર મહાન,
જેણે કીધી દુનિઆની મુશ્કીલ આશાન—ચાલો૦

જેણે અહુર સાથે સંબંધ જોડયો,
નાપાકીનો દોર બી તોડયો—ચાલો૦

જેનો જનમ બખ્તાવર ખોરદાદ સાલ,
જરથોસ્તી મહઝબનું ખોલ્યું ફાલ—ચાલો૦

પોરૂસસ્પ જેના પેદરનું નામ,
દોગદો જેની માદરનું નામ—ચાલો૦

જે ભલી માતાને થઇ ખાબમાં આગાહી,
જેની વાતો સારા શહેરમાં ફેલાઇ—ચાલો૦

નજુમીએ ખાબનું અંતે ખોલ્યું ફાલ,
માતા તારે ત્યાં જનમશે પએગામ્બર બાલ—ચાલો૦

જે ઉજ્જડ દુનિઆને રોશન કરનારો,
સેતાનનો દોર તોડનારો—ચાલો૦

જે અનેક મોજેજા કરી બતાવનારો,
દોરાસરૂન પાદશાહનો અંત લાવનારો—ચાલો૦

જે જનમ લેતાને વાર હસ્યો હતો,
શ્વાસ લેતાંજ સૌને મન વસ્યો હતો—ચાલો૦

હવે દોરાસરૂનનાં ગભરાતનો નહિ રહ્યો પાર,
હઝરત સાહેબને ઠાર કરવા કીધો વિચાર,

ન તે કરી શકયો તરવારનો બી ઉપયોગ,
તેના હાથો આખેર થઇ ગયા ઝોંક—ચાલો૦

અંતે આતશની ચેહમાં નાખ્યો પએગામ્બર,
આતશથી હઠી ગઇ ગરમીની અસર—ચાલો૦

તેના જાનને થયું નહિ કંઇબી નુકસાન,
કુલ કુદરત બી જરથોસ્ત પર હતી કુરબાન—ચાલો૦

અંતે ગાયનાં ટોળાંમાં નાખવા કીધો વિચાર,
ગાય માએ બચાવ્યા બીજી વાર—ચાલો૦

ઘોડા ને વરૂના ટોળાની લીધી તપાસ,
તેમાંબી નહિ ફાવ્યો દોરાસરૂન થયો ઉદાસ—ચાલો૦

આજે અશો જરથોસ્તની સ્તુતિ દીલથી ગાઇએ,
તેની દીનને હંમેશ વફાદાર રહીએ—ચાલો૦

ઉમરે પુગતાં વીસની પએગામ્બર મહાન,
ધરમ ઉપર જરથોસ્તે લગાડયું ધ્યાન—ચાલો૦

પામી દરજ્જો યઝદનો દાદારથી,
અહુરમઝદી પએગામ આપ્યો ત્યારથી—ચાલો૦

કરતો હતો પાદશાહ ગુસ્તાસ્પ ત્યારે રાજ,
જેની દરબારે ગયો જરથોસ્ત દીન ફેલાવવા કાજ—ચાલો૦

દીધો ઉપદેશ અહુરમઝદના ફરમાનનો,
ખુલ્લો કીધો પરદો ખુદાઇ જ્ઞાનનો—ચાલો૦

એવું સમજી દરબારી પંડિતો ગભરાઇ ગયા,
જરથોસ્ત સાહેબ વિરૂદ્ધ સર્વે થયા—ચાલો૦

શાહ ગુસ્તાસ્પને મલ્યો ખાબમાં ગેબી પએગામ,
જરથોસ્તી દીન કબુલ કર ઓ શાહ નેકનામ—ચાલો૦

સમજ્યું જેવું તે શાહે ખુદાઇ ફરમાન,
બોલાવ્યા દાનાવ દસ્તુર મહેરબાન—ચાલો૦

બેસાડયા તેમને પંડિતોની દરબાર,
જરથોસ્ત સાથે ચલાવી ખૂબ તકરાર—ચાલો૦

ફાવ્યા નહિ જ્યારે પંડિતો તકરાર,
મોકલ્યા દુશ્મનો પલીદી ચીજ સાથ—ચાલો૦

પએગામ્બરને ઓળખાવ્યો એક જાદુગર,
કેદ કરાવ્યો શાહની પાસ કારણ વગર—ચાલો૦

એવામાં શાહનો અસ્પ પડયો બિમાર,
ન કોઇ હકીમ કરી શકયો તેનો ઇલાજ—ચાલો૦

હઝરત જરથોસ્તે મોકલ્યો કેદમાંથી પએગામ,
સાંભળ ઓ દીલાવર શાહ નેકનામ—ચાલો૦

કબુલ કર તું મારી ચાર સરત બેતકરાર,
કરૂં હું સાજો અસ્પ તુરત નામદાર—ચાલો૦

દીધી જાહેર તે બાદ શરતો ચાર,
ખૂશી દેખાડી શાહે કરવા સ્વિકાર—ચાલો૦

કબુલ કર મને અહુરમઝદનો પએગામ્બર
બેટા અસ્પંદીયારને દીન ફેલાવવા હુકમ કર—ચાલો૦

કેતાયુનને દીન સ્વિકારવા તાકીદ કર,
મારે મકાન પલીદી ભરનારની તપાસ કર—ચાલો૦

શાહે શરતો પાળવા આપ્યો પાક કોલ,
હઝરત જરથોસ્તે રાખ્યો અંતે બોલ—ચાલો૦

ભણીને અહુનવરના પાક કલામ,
કીધો શાહના રખશને સાજો તમામ—ચાલો૦

આજે અશો જરથોસ્તની સ્તુતિ દીલથી ગાઇએ,
તેની દીનને હુંમેશ વફાદાર રહીએ—ચાલો૦

જેણે બાજ ઇજવાની ક્રિયા તનો મનથી કીધી,
ઇજાએલા શરાબની જામ ગુસ્તાસ્પને પીવડાવી દીધી—ચાલો૦

રહ્યો શાહ તેની અસરથી ત્રણ દીન બેફામ,
જોઇ આવ્યું બહેસ્ત તેનું રવાન—ચાલો૦

પીવાડયું પેશુતનને ઇજેલું દૂધ,
બન્યો પેશુતન જેથી દુનિઆમાં મશાહુર—ચાલો૦

હકીમ જામાસ્પને પીવાડયું ઇજેલું આબ,
જેથી તેણે જાણી લીધું ભવિષ્યનું જ્ઞાન—ચાલો૦

અસ્પંદીયારને દાડમની ચાસણી કરાવી,
તાંબા જેવી કાઠી તેની બનાવી—ચાલો૦

ઓળખાયો જેથી રોહીનતનને નામે પહેલવાન,
દેખાડયો ચમત્કાર એ રીતે મહાન—ચાલો૦

લાવ્યો હતો આદર બુરજીન મહેર આતશ સાથમાં,
કાઠી વિન બળતો રહેતો હાથમાં—ચાલો૦

ન તે અશો આતશથી દાઝતા હાથ,
હતો તે આતશમાં અદ્‌ભુત ચમત્કાર—ચાલો૦

સાથે સરોવરનું ઝાડ લાવ્યા'તા પએગામ્બર,
જેનાં દરેક પાંદડાંમાં લેખ હતો સુંદર—ચાલો૦

પાદશાહ ગુસ્તાસ્પ જરથોસ્તી દીન કબુલ કર,
ખુલ્લાં દીલે મહાન દીનનો સ્વિકાર કર—ચાલો૦

લાવ્યા હતો તે એકવીસ પુસ્તકો મહાન,
જેથી અવસ્તાનું મળ્યું સૌને જ્ઞાન—ચાલો૦

એ રીતે દુનિઆમાં કીધી દીન આશકાર,
ગુજર્યા જરથોસ્ત સીત્તોતેર વરસે ત્યાર—ચાલો૦

ખોરશેદ રોજ ને દએ માસ રહ્યો યાદગાર,
જરથોસ્ત પએગામ્બર પહોંચ્યા બહેસ્ત દ્વાર—ચાલો૦

આજે અશો જરથોસ્તની સ્તુતિ દીલથી ગાઇએ,
તેની દીનને હમેશ વફાદાર રહીએ—ચાલો૦

જેણે ગુસ્તાસ્પને કુસ્તી પહેરાવી,
જેનું શરીર સુદરેહથી દીપાવ્યું—ચાલો૦

કરે જે પાક દીલે તે સાહેબની યાદ,
હમેશ તે જહાંનમાં રહેનારો સુખીને સાદ—ચાલો૦

આજે થયાં તે બનાવને પાંચ હજાર સાલ,
જરથોસ્તી કોમની લેતો રહ્યો છે સંભાળ—ચાલો૦

અહુરમજદનાં પુત્ર અશો આતશને વધાવ્યે,
તેની આરાધનામાં મશગુલ રહીએ—ચાલો૦

માંડારે સખીઓ ઇરાની શાહેનશાહતનું બ્યાંન,
જે શાહેનશાહતો થઇ વિખ્યાત કુલ જહાંન—ચાલો૦

"પેશદાદીયન" વંશે ભોગવ્યું ઘણું રાજ,
જમશેદ ને ફ્રેદુન જેવા પાદશાહો સરફરાઝ—ચાલો૦

પેશદાદીયન પછી "કયાનીઅન" જોરેમંદ,
નામ જેનું ઇરાનમાં રહ્યું બુલંદ—ચાલો૦

કાઉશ ને કેખશરૂ ને ગુસ્તાસ્પ નામદાર,
થયા એ વંશમાં અનેક યાદગાર—ચાલો૦

જરથોસ્તે ફેલાવી એ અમલમાં દીન,
ફેલાવ્યું એકજ ખોદાનું યકીન—ચાલો૦

કયાનીયન ની પડતીનો આવ્યો કાળ
"હખામનીયન" ની સ્થાપના થઇ તત્કાળ—ચાલો૦

કુરૂશ ને દારાયશ જેવા જેવા શાહો મહાન,
ફતેહો મેળવી દુન્યાંને દરમ્યાન—ચાલો૦

નમાવ્યાં બેબીલોન, એશીરીયા, અરબસ્તાન,
ખંડણી લીધી ઇજીપ્ત ને હિંદુસ્તાન—ચાલો૦

ઇજીપ્તના સિકંદરે કરી જુલમાટ,
ઉથલાવી નાખી એ શાહેનશાહત—ચાલો૦

પરસીપોલીશને લગાડીને આગ,
દીની કેતાબખાનાં કર્યાં તારાજ—ચાલો૦

વરસો પછી થઇ "અર્શકાનીઅન" જોરદાર,
જેનાં શાહો મહેરદાદ વલખશ યાદગાર—ચાલો૦

વહખશે બજાવ્યું મહાન એક કામ,
ઇરાની સાહિત્યને સ્થાપ્યું એક ઠામ—ચાલો૦

"અર્દવાંન" ને હરાવી અર્દશીરે બાબેકાન,
સ્થાપી શહેનશાહત વતન ઇરાન—ચાલો૦

જે "સાસાનીઅન" શહેનશાહત નામે ઓળખાઇ,
જેની કીર્તિ તો જહાનમાં અમર થઇ ગઇ—ચાલો૦

અર્દશીરનાં નેક અમલ દરમ્યાન,
"તનસર" નામે દસ્તુરે નેક નામ—ચાલો૦

અવસ્તાનાં દફતરને એકટાં કરી,
સજીવન કીધી પાક દીનને ફરી—ચાલો૦

સાસાની શાહોનાં અમલ દરમ્યાન,
અર્દાવીરાફ ને આદરબાદે મહાન—ચાલો૦

ઇલમ ને અશોઇથી સેવા કીધી,
જરથોસ્તી યકીનની વૃદ્ધિ કીધી—ચાલો૦

આદરબાદે તરજુમો કીધો તમામ,
અવસ્તાના દફતરોનો પહેલવી ઝમાન—ચાલો૦

શાહ હતો યઝદઝર્દ તખતે ઇરાન,
દીન દુશ્મનોએ ઇરાન જીતી કીધું વેરાન—ચાલો૦

જરથોસ્તીઓ ઉપર પાડી જુલમ,
કબુલ કરાવ્યો તેઓને પોતાનો ધરમ—ચાલો૦

ગાવો રે સખીઓ સિફત આતશની,
દુન્યામાં જેની છે અમર્ગ રોશની—ચાલો૦

પાક આતશઅહેરામના આતશને અમરગી ઇચ્છીએ,
તેના ખોરેહને પ્રતાપમાં ઉમેરો કરીએ—ચાલો૦
અશો આતશ તું મહેરબાની ઉતારજે—ચાલો૦
અશો આતશ તું સુખ સંપતી આપજે—ચાલો૦
અશો આતશ તું આબાદી ફેલાવજે—ચાલો૦
અશો આતશ તું જીરોજી બક્ષજે—ચાલો૦
અશો આતશ તું હયાતી લંબાવજે—ચાલો૦
અશો આતશ તું મુશ્કીલ આશાન કરજે—ચાલો૦
અશો આતશ તું ફતેહ ફીરોજી બક્ષજે—ચાલો૦
અશો આતશ તું આફતથી બચાવજે—ચાલો૦
અશો આતશ તું કોમનો રહેબર થજે—ચાલો૦
અશો આતશ તું સૌનાં મન ચોકખાં રાખજે—ચાલો૦
અશો આતશ તું નેક બુદ્ધિ આપજે—ચાલો૦
અહુરમઝદનાં પુત્ર અશો આતશને દીલથી વધાવ્યે,
તેની આરાધનામાં મશગુલ રહીએ—ચાલો૦
પાક આતશ તુંને નમાજ હોજો—ચાલો૦
તું એશમમાં લાયક થજો—ચાલો૦
તું બોયમાં લાયક થજો—ચાલો૦
તું સુખડને ગાંઠ લાયક થજો—ચાલો૦
તું સૌને હિંમત આપનાર થજો—ચાલો૦
તું કયામત સુધી બળતો રહેજો—ચાલો૦
તું સૌનાં છત્રોને દીપાવતો રહેજો—ચાલો૦
તું જરથોસ્તી કોમ પર મહેરબાન થજો—ચાલો૦

માંડારે બહેનો મુશીબતનું દૃષ્ટાંત,
સંજોગોને લીધે છોડયું પારસીઓએ ઇરાન—ચાલો૦

બુલંદ ધર્મને કાજે છોડયું વહાલું વતન,
દુઃખો ખમી લીધી ખૂબ જતન—ચાલો૦

જ્યારે જરથોસ્તનાં ગુજરવાને થયાં હજારો સાલ—ચાલો૦

યઝદઝર્દ શહેરીયારની પાદશાહીનો આવ્યો કાલ—ચાલો૦

બન્યું હે દીનથી ઉજ્જડ વહાલું ઇરાન,
નાશ ભાગમાં પડયા સૌ બચાવવા જાન—ચાલો૦

પવિત્ર ધર્મને લઇ કોહીસ્તાન આશરો લીધો,
સો વરસનો પટો ત્યાં પૂરો કીધો—ચાલો૦

આફતમાંબી દીન ધરમને સાચવી રાખ્યો,
પવિત્ર આલાતને પવિત્રતાઇથી રાખ્યો—ચાલો૦

કોહીસ્તાનથી નીકળ્યા સૌ હોરમઝદ શહેર,
રહ્યા ત્યાં પંદર સાલ માંડીને ઘેર—ચાલો૦

સૌએ બંદગી કરી માગી મુરાદ,
અએ અહુરા તું લેજે અમારી દાદ—ચાલો૦

ઉપડયા ત્યાંથી સૌ હિંદુસ્તાન,
ન કોઇ રહ્યા શું બુઢ્ઢા શું જવાન—ચાલો૦

કીસ્તી પાણીની પીઠયે થઇ સવાર,
સૌ નાવ હંકારી ઉતર્યાં દીવને કિનાર—ચાલો૦

ગુજાર્યાં ત્યાં પુરાં ઓગણીસ સાલ,
માફક નહિ આવ્યાથી ત્યાંથી ઉપડયા લઇ સંભાળ—ચાલો૦

દીવ બંદરેથી દરિઆ માર્ગે ઉપડતાંને વાર,
વેઠી જરથોસ્તીઓએ મુશીબત અપાર—ચાલો૦

નડયું તેઓને માર્ગમાં મોટું તોફાન,
જણાયો સૌને આફતમાં જાન—ચાલો૦

તુરત કુસ્તી કરી કુદરતને આપ્યો કોલ,
બનાવશું આતશ બહેરામ રાખીને બોલ—ચાલો૦

ઉતરશું જો સહિસલામત કીનાર,
અમારી લાજ તારે હાથ પરવરદીગાર—ચાલો૦

દાદારે બંદગી હુમદીનોની સુણી,
દાદાર હોરમઝદે બંદગી કબુલ કરી—ચાલો૦

હુમદીનોએ કુસ્તી ત્યાં પાક દીલે કીધી,
દાદારે તેમની મુરાદ બક્ષી દીધી—ચાલો૦

કીસ્તી સલામત આવી ઉભી સંજાન,
જરથોસ્તીઓ પર થયો દાદાર મહેરબાન—ચાલો૦

માંડો રે બહેનો સંજાનનું દ્રષ્ટાંત,
હુમદીનોએ જયાં આવી કીધું મુકામ—ચાલો૦

રાણો તે દેશનો હતો બહાદુર જવા,
જાદવરાણા હતું જેનું મુબારક નામ—ચાલો૦

અક્કલમંદ ને હતો તે ઇમાનદાર,
રૈયત હતી તેની વફાદાર—ચાલો૦

ઇન્સાફને તે તો હરદમ પુજતો હતો,
નેકોની કદર બુજતો હતો—ચાલો૦

તારીફ રાણાજીની લોકોથી સમજી જ્યાર,
દસ્તુર નેરીઓસંગ નજરાણું લઇ પડયા બહાર—ચાલો૦

જઇને તેના ચરણમાં નમાવ્યું શીશ અપાર,
દુઆ દીધી સંજાણ નરેશને લાખો હજાર—ચાલો૦

માગીને જગા રહેઠાણને કાજ,
ઓ રાણા તું ધરજે અમારી દાઝ—ચાલો૦

તારી રહેમદીલી રાણા તું લંબાવજે,
જરથોસ્તીઓને સંજાણમાં વસાવજે—ચાલો૦

આફતમાં તારી પડખે રહીશું,
કામ પડતાં તુજ કાજ લડીશું—ચાલો૦

રાણાજીએ દસ્તુરજીના સુવચન સમજી લીધાં,
જવાબમાં ધીરજનાં સખુન કહ્યાં—ચાલો૦

જાદવરાણા જરથોસ્તીઓને જોઇ દીલમાં ડર્યો,
દસ્તુરજીના બોલવા પર ખૂબ વિચાર કર્યો—ચાલો૦

પોશાક પારૂષીનો જોઇ રાણાજી બીધા,
દસ્તુરજીને કાંઇક સવાલો કીધા—ચાલો૦

આતુરતાથી પૂછયો પહેરવેશનો ભેદ,
કરો ખુલાસો કે દીલનો દૂર થાય ખેદ—ચાલો૦

દીન ધરમની ખૂબી કહી સંભળાવો,
તલેસમાત દીનના કરી બતાવો—ચાલો૦

સીદ્ધ કરી આપો લાયકાત તમારી,
ખાતરી થાય પૂરેપૂરી અમારી—ચાલો૦

જગા આપવાને કોલથી બંધાવું છું,
સંજાનમાં તમને જોઇ હરખાઉં છું—ચાલો૦

છોડો ભાષા પરદેશી જરથોસ્તીઓ—ચાલો૦

શીખો અમારી બોલી જરથોસ્તીઓ—ચાલો૦

હથિઆર કમ્મરેથી ઉતારજો જરથોસ્તીઓ—ચાલો૦

સ્ત્રીઓનો પોશાક બદલાવજો જરથોસ્તીઓ—ચાલો૦

લગન હિંદી રિવાજે કરજો જરથોસ્તીઓ—ચાલો૦

આશીરવાદ સાંજે છંટાવજો જરથોસ્તીઓ—ચાલો૦

દસ્તુરજીએ રાણાજીના વિચાર જોઇ લીધા,
આ શિ શો ત નો મ ન થી દી ધા—ચાલો૦

દીનની બુલંદીનું રાણાને આપ્યું બ્યાન,
કહી સંભળાવ્યું મુશિબતનું દ્રષ્ટાંત—ચાલો૦

ગીરદેશીના માર્યા અમો અહીં આવ્યા,
પ વિ ત્ર ધ ર્મ ને સા થે લા વ્યા—ચાલો૦

બુ રા ઓ એ કી ધા અ મ ને લા ચા ર,
ઇરાની રૈયત થઇ પાયમાલ ખુઆર—ચાલો૦

લૂંટાયા છીએ દુશ્મનોના હાથ પર,
કરજે રહેમ રાણા તું અમારી ઉપર—ચાલો૦

શાહ જમશીદથી ઓળખાય ઓલાદ અમારી,
દીન સૌથી શ્રેષ્ઠ અંકાય અમારી—ચાલો૦

બંદગી બહુ બળવાન ગણાય અમારી,
પવિત્રાઇ જગે જગ પંકાય અમારી—ચાલો૦

ભકિત પાક દાદારની બહુ ઉંચ અમારી—ચાલો૦
ભકિત પાક આતશની બહુ ઉંચ અમારી—ચાલો૦
ભકિત પાક ખોરશેદની બહુ ઉંચ અમારી—ચાલો૦
ભકિત પાક માહબોખ્તારની બહુ ઉંચ અમારી—ચાલો૦
ભકિત પાક શરોષની બહુ ઉંચ અમારી—ચાલો૦
ભકિત પાક બહેરામની બહુ ઉંચ અમારી—ચાલો૦
ભકિત ગાય ગોસ્પંદની બહુ ઉંચ અમારી—ચાલો૦
ભકિત આંવાં અરદવીસુરની ઉંચ અમારી—ચાલો૦
કુસ્તી બોતેર તારની બહુ ઉંચ અમારી—ચાલો૦
નીતિને અશોઇ બહુ ઉંચ અમારી—ચાલો૦
મનશ્ની, ગવશ્ની, કુનશ્ની બહુ ઉંચ અમારી—ચાલો૦
નીઆએશનુ મંત્ર બળવાન અમારૂં
ઉ ત્ત મ ક્રિ યા કા મ અ મા રૂં—ચાલો૦
આરાધે ત્રણ ગેહમાં પારૂષીઓ ખોરશેદને—ચાલો૦
આરાધે પાંચે ગેહમાં પારૂષીઓ આતશને—ચાલો૦
આરાધે પાંચે ગેહમાં પારૂષીઓ પવનને—ચાલો૦
આરાધે પાંચે ગેહમાં પારૂષીઓ પૃથ્વીને—ચાલો૦
આરાધે પાંચે ગેહમાં પારૂષીઓ આકાશને—ચાલો૦
આરાધે પાંચે ગેહમાં પારૂષીઓ ઓરવરને—ચાલો૦
માને છે પારૂષીઓ બહેસ્તની દુનિઆમાં—ચાલો૦
માને છે પારસીઓ દોજખની દુનિઆમાં—ચાલો૦
માને છે પારસીઓ હમેશતગાનની દુનિઆમાં—ચાલો૦

આરાધે નીરાકાર હોરમઝદને તેઓ માનથી,
ધીરા શુરવીરા બહુ બળિયા પારસીઓ આવ્યા ઇરાનથી—ચાલો૦

સુગંધી પદાર્થોને ફૂલો ક્રિયામાં લેતા,
ધરમ ને ખાતર તેઓ દુશ્મનો સાથે લડતા—ચાલો૦

અંગને પવિત્ર વસ્ત્રોથી શોભાવતા,
બખ્તર સમ પોશાકો અંગે ધરતા—ચાલો૦

કુશ્તી ચોકખાં ઊનની કમરે વીંટાળતા,
છેડા તેના સાપના મુખને મળતા આવતા—ચાલો૦

ગાંઠ તેના અંતરે જોવામાં કાળજી રાખતા,
બે કપડાના ટુકડાની પાઘડી બાંધતા—ચાલો૦

આરાધે નીરાકાર હોરમઝદને તેઓ માનથી,
ધીરા શુરવીરા બહુ બળિયા પારસીઓ આવ્યા ઇરાનથી—ચાલો૦

જેઓ ઘરે સારાં ભોજનો કરાવતા,
કુવા ને વાવડીએ ફૂલોની વાડી ભરાવતા—ચાલો૦

જેઓ ફૂલોની તોરણોથી બરસાગો શોભાવતા,
કપડાંથી ગરીબોનાં અંગ ઢાંકતા—ચાલો૦

જેઓ પૈસાથી ગરીબ હમદીનોનાં દુઃખ ટાળતા,
હમદીનોને જાનોજીગરથી ચાહતા—ચાલો૦

જેઓ જ્ઞાન અને અજ્ઞાનને અંતરથી પીછાણતા,
ધર્મી અધર્મીને ઓળખતા—ચાલો૦

જેઓ ઉજાસને અંધકાર વચ્ચેનો ભેદ સમજતા,
કિર્તિને અપજશને પીછાણતા—ચાલો૦

જેઓ અશોઇનો ઇલમ ભારી માનતા,
લાયકની લાયક ખીદમત કરતા—ચાલો૦

આરાધે નીરાકાર હોરમઝદને તેઓ માનથી,
ધીરા શુવીરા બહુ બળિયા પારસીઓ આવ્યા ઇરાનથી—ચાલો૦

જેઓ ગો નીરંગ હંમેશ હાથ મોહે ધરતા,
પાક નીરંગથી તનમન ચોકખું કરતા—ચાલો૦

જેઓ મુખ પે પાક નીરંગ નાહન વેળાએ લેતા,
ઠામે ઠામ અશોઇનો ખ્યાલ કરતા—ચાલો૦

જેઓ કુસ્તી કમરે હંમેશાં વીંટાળતા,
હરગીઝ કુસ્તી કરવા નહિ વીસરતા—ચાલો૦

જેઓ બંદગી એક ચીત્તે સાથે મળીને કરતા,
નેકીને અશોઇ પર કુરબાન થતા—ચાલો૦

જેઓ મંત્રભરી બંદગી મુખે ધરતા,
અગર સુખડની સુગંધ આતશ પર ધરતા—ચાલો૦

જેઓ પાંચે ગેહમાં આતશની બોય દેતા,
આતશ પાદશાહને હંમેશ રોશન રાખતા—ચાલો૦

જેઓ સંસારને હંમેશ સુખમય બનાવતા,
સ્ત્રીઓની સાથે નીતિથી વરતતા—ચાલો૦

આરાધે નિરાધાર હોરમઝદને તેઓ માનથી,
ધીરા શુવીરા બહુ બળિયા પારસીઓ આવ્યા ઇરાનથી—ચાલો૦

સ્ત્રીઓ જેઓની સદ્‌ગુણ સોના પેરે શોભાવતી—ચાલો૦

સ્ત્રીઓ જેઓની માસીક માંદગી હંમેશ સંભાળતી—ચાલો૦

સ્ત્રીઓ જેઓની કુદરતના કાયદાને માન આપતી—ચાલો૦
સ્ત્રીઓ જેઓની મજબુત બાંધો ધરાવતી—ચાલો૦
સ્ત્રીઓ જેઓની ધણી વહાલાંને જીરોજી માગતી—ચાલો૦
સ્ત્રીઓ જેઓની ખુશાલ ચહેરો રાખતી—ચાલો૦
સ્ત્રીઓ જેઓની મંગલ ગીતો ગાતી—ચાલો૦
સ્ત્રીઓ જેઓની લગન મંડપ શોભાવતી—ચાલો૦
સ્ત્રીઓ જેઓની અંતરથી ચોકખાઇ પાળતી—ચાલો૦

આરાધે નીરાકાર હોરમઝદને તેઓ માનથી,
ધીરા શુરવીરા બહુ બળીયા પારસીઓ આવ્યા ઇરાનથી—ચાલો૦

જેઓ શાદીની ગંભીર ક્રિયામાં માનતા—ચાલો૦
કુંવારી અવસ્થાને ધીક્કારતા—ચાલો૦

જેઓ સૌભાગ્યવંત સ્ત્રીઓને માન આપતા,
દીનની તરીકતો જાલવતા—ચાલો૦

જેઓ તનમન હંમેશાં નીર્મળ રાખતા,
મહાઓઝ્તારને ખોરશેદની બંદગી કરતા—ચાલો૦

જેઓ આતશને પૃથ્વીને પાણીને આરાધતા,
ગોવાહ વઝદની બંદગી જેઓ કરતા—ચાલો૦

જેઓ ન્યામત વેળાએ પાક મંત્ર મુખે ધરતા,
જેઓ બંદગી વેળાએ પાક મંત્ર મુખે ધરતા,
દીનના સર્વે ફરમાનોને પાળતા—ચાલો૦

જેઓ અવસ્તાને સદા શ્રેષ્ઠ ગણતા,
પવિત્ર સુદરેહથી શરીર ઢાંકતા—ચાલો૦

જેઓ મુરાદ દેનાર યશ્તો હંમેશ ભણતા,
પાપની તોજેશ બંદગીથી કરતા—ચાલો૦

જેઓ જરથોસ્તના શિક્ષણને માન આપતા,
દીનની ખૂબીઓ પીછાણતા—ચાલો૦

જેઓ મરણ ક્રિયાઓ ગંભીરાઇથી પાળતા,
બહેસ્તનો માર્ગ હંમેશ શોધતા—ચાલો૦

આરાધે નીરાકાર હોરમઝદને તેઓ માનથી,
ધીરા શુવીરા બહુ બળિયા પારસીઓ આવ્યા ઇરાનથી—ચાલો૦

રાણાજીએ દસ્તુરજીના શ્લોકો સાંભળ્યા જયાર.
ખુશાલી દેખાડી ત્યાં અપાર—ચાલો૦

નવાજેશ દસ્તુરજી ઉપર મોટી કીધી,
પરદેશીઓને મદદ ઘણી દીધી—ચાલો૦

રહ્યા પારસીઓ આરામથી શહેર સંજાન,
ભૂલ્યા નથી આજસુધી રાણાનું અહેસાન—ચાલો૦

આપ્યો હતો જે કોલ મારગ દરમ્યાન,
પૂરો કીધો રહીને પાંચ સાલ સંજાન—ચાલો૦

દસ્તુર નૈરીઓસંગ ધવલે અનજુમન એકઠી કીધી,
આપેલા કોલની વીગત સમજાવી દીધી—ચાલો૦

અરજ કીધી કે ચાલો હમદીનો તમામ,
તૈયાર કરવા પાક આતશ બહેરામ—ચાલો૦

સર્વેની ખૂશીનો જણાયો નહિ પાર,
સંજાનનો રાજા ખૂશી થયો જાણીને સાર—ચાલો૦

રાણાએ હુમદીનોને મદદ આપવા કીધો વિચાર,
અધિકારીઓને હુકમ આપ્યો ત્યાર—ચાલો૦

માગી દસ્તુરજીએ ત્રણ ફરસંગ જમીન,
અરજ કીધી ન ત્યાં જોઇએ રહેનો જુદ્દીન—ચાલો૦

આતશ પાદશાહનું તખ્ત જ્યાં ગોઠવાય,
પરકોમી ઓળાથી પવિત્રાઇ નહિ જળવાય—ચાલો૦

રજપુત રાજાએ માગણી કબુલ કરી,
ગોઠવણ પાર ઉતારવા ઉલટ ધરી—ચાલો૦

વસાવ્યા ત્યાં પાક ભૂમી પાસે બહેદીનો,
હઠાવ્યા ત્યાંથી દૂર સર્વે પરકોમીઓ—ચાલો૦

દસ્તુર દાવરોએ તે જગાની પાસબાની કીધી,
યજશ્નની સાથે ઘટતી ક્રિયાઓ કીધી—ચાલો૦

જોઇતા પાક આતશો એકઠા કીધા,
પવિત્ર ક્રિયાઓ સાથે સર્વેને મેળવી લીધા—ચાલો૦

શુભ દિવસ જોઇને માચી ગોઠવી પહાડ પર,
બંદગીએ બળ દેખાડયું મદદે આવ્યો દાદગર—ચાલો૦

આકાશમાંથી મેળવ્યો વિજલીનો આતશ અંત,
પંદર આતશ સાથે ગોઠવવા લીધી ખંત—ચાલો૦

બંધાવ્યું તે કાજે ખાસ મોટું મકાન,
પવિત્ર કીધું ક્રિયાઓથી તેને તમામ—ચાલો૦

પસંદ કીધો એક શુભ દિવસનો પ્રસંગ,
આતશ બહેરામને પધરાવ્યા લઇ ઉમંગ—ચાલો૦

યઝદેઝરદી નેવુંનો તે હતો આદર માસ,
આદર રોજ બી પસંદ કીધો ખાસ—ચાલો૦

ખુશાલી તે દીન ફેલાઇ સંજાનમાં,
સર્વેએ ભાગ લીધો શુભ હિંગામમાં—ચાલો૦

જાળવવા ઇરાની શાહોની યાદ તમામ,
આતશ બહેરામને આપ્યું "ઇરાનશાહ" નું નામ—ચાલો૦

ગુજારી એ રીતે અનેક સાલો સંજાનમાં,
વિખરાવા લાગ્યા સૌ આસપાસના ગામમાં—ચાલો૦

કેટલાકો જઇ વસ્યા નવસારી મુકામ,
કેટલાકે કીધું વાંકાનેરમાં રહેઠાણ—ચાલો૦

કેટલાકોએ કીધી વરીઆવ ભણી કુચ,
ઘણાકો જઈ વસ્યા શહેર ભરૂચ—ચાલો૦

હતા શહેરે સંજાણમાં ભલા મોબેદો આકેલ,
જેમાં હતો દસ્તુર એક નેકને કાબેલ—ચાલો૦

ખુઓવંત ખુશમસ્તને નામે ઓળખાતો જે,
હતો તેનો બેટો નામે ખુજસ્તે—ચાલો૦

બાજ બરસમમાં હતી તેઓની નેક મુરાદ,
યજશ્ને કરીને થતા હંમેશ શાદ—ચાલો૦

હતા તેઓ ક્રિયાના કામમાં જાણકાર,
ઉરવીશગાહમાં રહી ગઇ જેમની યાદ—ચાલો૦

વરસો પર વરસ વીતી ગયાં,
સાતસો સાલ હિંદમાં વહી ગયાં—ચાલો૦

અહીંજ આવી ગઇ જાહોજલાલીની અજલ,
સરજત થઇ દુશ્મન આય પળ—ચાલો૦

જમાનાએ કંઇક વરસે ચલાવ્યો પોતાનો દોર,
ગુજર્યાં સુશીબતોમાં કંઇક પહોર—ચાલો૦

ગુજરાતના પાદશાહને પડી રાણાની ખબર,
અકળાયો દીલથી તે બની બેસબર—ચાલો૦

એકાએક ફોજ લઇ ચઢી આવ્યો સંજાન પર,
રાજા સંજાનનો ગભરાયો ખોઇ સબર—ચાલો૦

માગી પારસીઓની તેણે ત્યારે મદદ,
જરથોસ્તીઓએ રાજાને બચાવવા કીધો કસદ—ચાલો૦

તેના વડવાએ આપેલા સોગંદની આપી યાદ,
હથિયાર વિના અમારી મહેનત છે બરબાદ—ચાલો૦

રાજાને પોતાની હાલતનું આવ્યું ભાન,
જણાયો આફતમાં પોતાનો જાન—ચાલો૦

તરતજ વડવાના સોગંદ ખેંચી લીધા,
હથિયારો બાંધવાને હુકમ આપી દીધા—ચાલો૦

એકઠા થયા તરતજ જરથોશ્તી શુરવીરો,
પારસી બહાદુરો સાથે દાનાવ દસ્તુરો—ચાલો૦

દરિઆવ દીલની બાનુઓએ આપી ઝટ સાથ,
ખડા ઉભા બહાદુરીથી હિંદી લશ્કર સંઘાત—ચાલો૦

બાનુઓએ સજયો મરદાવેશ,
ડર્યાં નહિ દુશ્મનો જોઇ તેઓ તો લેશ—ચાલો૦

હતો તેઓનો એક બહાદુર જરથોસ્તી સરદાર,
શુરવીર અરદેશર નામે હતો નામદાર—ચાલો૦

લડયા તેઓ કેટલાક દિવસ સુધી લડાઇ,
હાર પામ્યા દુશ્મનો સૌ કરીને વડાઇ—ચાલો૦

બાનુઓએ તેઓના નીચાં પાડયાં સર,
મદદે આવ્યો કુલ જહાંનનો પરવર—ચાલો૦

હાર્યા પારસીઓને હાથ દુશ્મનો જ્યાર,
હલ્લો લઇ જવાને થયા બીજીવાર તૈયાર—ચાલો૦

પારસીઓની બાજી આખર ધુળમાં ગઇ,
દુશ્મનોની જીત આ વખતે થઇ—ચાલો૦

હરાવ્યું તેઓએ રાજાનુ લશ્કર,
ઉડાવ્યાં પારસીઓનાં કીમતી સર—ચાલો૦

કબજે કર્યું તેઓએ અંતે સંજાન,
"બહારોટ" પર પારસીઓએ કીધો મુકામ—ચાલો૦

પાક આતશ બહેરામને ત્યાં પધરાવ્યા,
જીવની માફક બાર સાલ ત્યાં સાચવ્યા—ચાલો૦

જ્યાંથી તેઓ આતશને લઇ વાસદા ગયા,
અશો આતશને લઇ ત્યાં સૌ રહ્યા—ચાલો૦

હતો તે વખતે એક બહેદીન નામદાર,
ગરીબોનો ખેરખાહ ને મદદગાર—ચાલો૦

ગરીબોને સુદરેહ કુશ્તી આપી લેતો પુન,
દીન માટે રગેરગમાં હતું ઝનુન—ચાલો૦

ચાંગા બીન આશા હતું જેનું નેક નામ,
ભલાઇ ભર્યાં હતાં જેનાં નેક કામ—ચાલો૦

હતું તેનું દીન ઉપર ભારી યકીન,
વાસદા ગયા તેઓ આદર માસના આદર રોજ દીન—ચાલો૦

સેજદા કરી પાક આતશને પાછા તેઓ ફર્યાં,
પોતાની ધારણા પાર પાડવા નહિ ડર્યાં—ચાલો૦

થોડાક માસ બાદ તેમણે અનજુમન એકઠી કીધી,
ઇરાનશાહને નવસારી લઈ જવાની ગોઠવણ કીધી—ચાલો૦

સર્વે તેમના વિચારોથી ખૂશી થયા,
હસ્તે મુખે સૌ ઘરે ગયા—ચાલો૦

હતા ત્રણ નેક દસ્તુરો નામદાર,
ઇરાનશાહની સેવા કરવા સદા તૈયાર—ચાલો૦

હતા તેઓમાં એક બુઝોર્ગ નાગન રામ,
બીજાનું હતું ખુરશેદ કયારદીન નામ—ચાલો૦

ત્રીજાને સૌ ઓળખતાં કહી જાનીઆન,
તેઓ લાવ્યા ઇરાનશાહને નવસારી ગામ—ચાલો૦

જયાં ગુજાર્યાં આબાદીમાં ત્રણસો એક સાલ,
કુસંપે તોડી અંતે સંપની જાલ—ચાલો૦

પડયો સંજાના અને ભગર વચ્ચે મોટો મતફેર,
કજીઆની વાત ફેલાઇ ચોમેર—ચાલો૦

સરકારે બંને પક્ષની તકરાર સમજી લીધી,
સંજાણાઓને વલસાડ જવાની સલાહ દીધો—ચાલો૦

અંતે નારીબાંસ દિલે નવસારીને કીધી સલામ,
ઇરાનશાહને લઇ સંજાણાઓએ વલસાડમાં કીધો મુકામ—ચાલો૦

સરદારી તેઓની લીધી બે દસ્તુરોએ,
ભીખા દસ્તુર રૂસ્તમ ને રૂસ્તમ દસ્તુર શાહેરીઆરે—ચાલો૦

મુકામ કરતાં વલસાડમાં જણાયો વબાલમાં જાન,
દુશ્મનોથી પુગશે ઇરાનશાહને નુકશાન—ચાલો૦

ધાસ્તી એવી કરી વલસાડથી પડયા બહાર,
નદી ઓળંગતા પાણી જણાયા ચિકાર—ચાલો૦

કુશ્તી કરી સૌએ બહેરામ યઝદની માગી મદદ,
હટી ગયાં તરત નદીના પાણી આપી હદ—ચાલો૦

સંજાણાઓની ખુશાલી જણાઇ બે કીનાર,
ઇરાનશાહને લઇ ઉતર્યા પેલે પાર—ચાલો૦

રહી ગયું તે નદીનું નામ "પાર" નદી,
વિસરાયું નથી જો કે વીતી કાંઇક સદી—ચાલો૦

ઇરાનશાહને લઇ આવ્યા ઉદ્દપુર ગામ,
સંજાણાઓએ કીધો ઉદવાડા મુકામ—ચાલો૦

હતો તે અગીઆરસો અગીઆરનો ફરવરદીન માસ,
ઇરાનશાહને ઉદવાડે લાવ્યા એ દીન ખાસ—ચાલો૦

ખોરદાદ રોજ તે માસનો રહી ગયો યાદગાર,
મદદે આવ્યો સંજાણાઓની પરવર દીગાર—ચાલો૦

છે નવ કુટુંબો સંજાણાઓના,
દસ્તુર, મીરઝાં ને અંધ્યારૂજીનાં—ચાલો૦

ઉનવાલાને ભાધાને કટીલા, ભાઇજીના,
પટેલ ને સીધવા છે મુબારક નામ જેનાં—ચાલો૦

જેઓ કરે છે ઇરાનશાહની યજીનદારીથી ખીદમત,
જેઓ ઉપર છે કુલ જરથોસ્તીઓનું યકીનને માન—ચાલો૦

( રાગ બદલવો. )

ચાલો રે વહુ દીકરીઓ આતશ જઇએ,
ચાલો રે ભાભી બહેનો આતશ જઇએ,
ચાલો રે દસ્તુર લોકો આતશ જઇએ,
ચાલો રે મોબેદ લોકો આતશ જઇએ,
ચાલો રે બહેદીન લોકો આતશ જઇએ,

ચંદ્રો કાળ સુધી પ્રકાશજો ઇરાનશાહ,
અમારી આશા પૂરી કરજો ઇરાનશાહ—ચાલો૦

જરથોસ્તી કોમની સંભાળ લેજો ઇરાનશાહ—ચાલો૦
અમારી મુશ્કેલી આશાન કરજો ઇરાનશાહ—ચાલો૦

આ વ શું હં મે શ સુ ખ ડ ચ ઢા વ વા,
કુ લો ની થા ળ લ ઇ . વ ધા વ વા—ચાલો૦

આવશું સેતાયસ તમારી પુર યજીનથી કરવા,
તમારા શેઝદામાં શર અમારાં ઝુકાવવા—ચાલો૦

એ રીતે લાવ્યા સંજાણાઓ ઇરાનશાહને ઉદવાડા ગામ,
રાજા હતો ભલો દુરજેસીંગ જેનું નામ—ચાલો૦

લીધી તેણે સંજાણાઓની અંતે દાદ,
આશરો આપીને બક્ષી તેમની મુરાદ—ચાલો૦

ફરઝંદ વિના તે રાજા મુંઝાતો હતો,
ખુદા પાસ ફરઝંદની અરજ કરતો હતો—ચાલો૦

મોબેદોએ તેના મનના વિચાર જાણી લીધા,
ખરા દીલની નસીહત કરી આશીરવાદ દીધા—ચાલો૦

ઇરાનશાહ પાસ અરજ કરવાને વિનંતી કરી,
રાજાએ એક બોલે સલાહ દીલે ધરી—ચાલો૦

મુરાદ અંતે પાક કેબલાએ આપી દીધી,
બક્ષેસ ફરઝંદની ઇરાનશાહે રાજા ઉપર કીધી—ચાલો૦

રાજાની ખુશાલી જણાઇ એ કીનાર,
કર વેરો માફ કીધો ગામ પરથી તે વાર—ચાલો૦

સંજાણાઓને જાથુકના વસાવ્યા ઉદવાડા ગામ,
ઇરાનશાહ અંતે ગોઠવાયા ઉદવાડા મુકામ—ચાલો૦

અગીઆરસો સાલ મુશીબતનાં વહી ગયાં,
સુખનાં કિરણો પ્રકાશતાં થયાં—ચાલો૦

નાબુદ થયો અહીંથી કુસંપ કંકાસ,
સદી એક સુખની થઇ ગઇ પસાર—ચાલો૦

સંજાણાઓએ કીધી અનજુમન એકઠી અહીં,
કેફીયત તેઓએ એકમેકને દીલની કહી—ચાલો૦

વડપણ આપ્યું શોધી દાનાવ અથોરનાન,
ધરમપુરનો ગણાતો તે દિવાન—ચાલો૦

દમણવાળા માણેકજી કાવસજી જેનું નામ,
ધરમપુરમાં કરતો હતો મુકામ—ચાલો૦

ઇન્સાફમાં તે એકકો હતો નામદાર,
દમણમાં માનીતો હતો હદબહાર—ચાલો૦

અનજુમને સોંપી તેને ઇન્સાફની લગામ,
કારોબાર કરતો હતો તે નેક નામ—ચાલો૦

ઇરાનશાહને લાવ્યા પહેલાં ઉદવાડા ગામમાં,
રહેતું હતું મોબેદનું કુટુંબ ત્યાંનાં મુકામમાં—ચાલો૦

તે મહેરનોસજી હોરમસજી ભાઠેલાનું કુટુંબ કહેવાતું હતું,
જે કુટુંબ ધર્મી ઘણું હતું—ચાલો૦

આપ્યું ઇરાનશાહ માટે તેઓએ મકાન,
રાખ્યા જ્યાં ઇરાનશાહને બીજી ગોઠવણ દરમ્યાન—ચાલો૦

નારગોલના મંચેરજી બમનજીનું નામ રહ્યું યાદગાર,
જેણે ઇરાનશાહ માટે કરાવ્યું મકાન તૈયાર—ચાલો૦

સુરતવાસી ભીખા એદલે બંધાવ્યું નવું મકાન,
ઇરાનશાહ પર જેઓ હતા કુરબાન—ચાલો૦

વાડીઆ કુટુંબના દાદાભાઇ મંચેરજી પેસ્તનજીએ,
જેઓની ઓલાદ પર આશીષો ઉતરજો—ચાલો૦

બંધાવી આપ્યું તેઓએ ઇરાનશાહ માટે મોટું મકાન,
હતું તેઓનું દીન ધરમ પર ધ્યાન—ચાલો૦

એમ કંઇક મકાનો ઇરાનશાહ માટે તૈયાર થયાં,
સર્વે ક્રીયા કામો ત્યાં થતાં રહ્યાં—ચાલો૦

દીનશાહજી પીટીટનું ખેંચાયું તે તરફ ધ્યાન,
બાણીઆણી સાકરબાઇનાં પુનમાં બંધાવ્યું
દરેમહેરનું મકાન—ચાલો૦

જ્યાં આજ દીન સુધી થતાં રહ્યાં અનેક કીયા કામ,
પામજો તે મહાન નરનું રૂહ બહેસ્ત મુકામ—ચાલો૦

ઘણાક સાલો એ રીતે થયાં પસાર,
માણેકજી પછી બેટા સોરાબજી થયા
અનજુમનના સરદાર—ચાલો૦

નવા મકાનની જરૂર જણાઇ તે વાર,
મોટલીબાઇ વાડીઆને અરજ કીધી ત્યાર—ચાલો૦

ભલાં એ બાઇએ બંધાવ્યું નવું મકાન,
ઇરાનશાહને પધરાવ્યા આપી માન—ચાલો૦

આજ દીન સુધી તે પાક કેબલો ત્યાં બીરાજે છે,
હજારો જરથોસ્તીઓ ત્યાં સેજદો કરવા જાય છે—ચાલો૦

સુખડને અગર ઇરાનશાહ માટે લઇ જાય છે,
ઇરાનશાહના ગીત ઘેરે ઘેર ગવાય છે—ચાલો૦

ઇરાનશાહ આતશબહેરામનું તેજ છે ઘણું અજબ,
જેની અસરો છે એજમતી ને ગેબી સત—ચાલો૦

ચડે છે માચી નવ કટકાની તે કેબલા પર,
નથી ચઢતી તેટલા કટકાની બીજા આતશબહેરામ પર—ચાલો૦

કુલ જરથોસ્તીઓ ગણે છે તેને પોતાનો શાહેનશાહ,
પૂર ભકિતથી આરાધે છે તે નુરી ઇરાનશાહ—ચાલો૦

વધો તેનું ખોરેહ ને તપો તેનું પ્રકાશીત તેજ,
ચળકતો ને ઝળકતો રહે હમેશ—ચાલો૦

જેની જ્યુબીલી ધામધુમ સાથે ઉજવાઇ,
આજે પણ તેની યાદ દીલમાં જળવાઇ—ચાલો૦

બારસો એકાનુંનો આદર માસનો રોજ આદર,
જ્યુબીલી થકી રહી ગયો એ દિવસ યાદગાર—ચાલો૦

ઇરાનશાહની બારસો એકની સાલગ્રેહ ઉજવાઇ જ્યાર,
ગામે ગામથી ભેગા મળ્યા લોકો ત્યાર—ચાલો૦

મળી હતી ત્યાં ઠઠમાર ભેગી અનજુમન,
ખુશાલીનું કરવામાં આવ્યું હતું જશન—ચાલો૦

દસ્તુર ખુરશેદજી મીનોચેરજી સાથ,
દસ્તુર કૈયોજી પે. મીરઝાં બેઠા સંગાથ—ચાલો૦

બંને દસ્તુરજીઓએ કીધું જશનનું મંડાન,
ખુશાખુશાલીમાં પાર ઉતર્યું કામ—ચાલો૦

દસ્તુર નેરીઓસંગ ધવલનું રૂહ રહેજો બહેસ્તમાં ખુશાલ,
જેણે ઇરાનશાહને બરપા કરી લીધી સંભાળ—ચાલો૦

હંમેશ રહેજો ઇરાનશાહ ઉદવાડામાં આબાદ,
રોશની જેની કરતી રહે જરથોસ્તીઓના દીલ સાદ—ચાલો૦

રહે અમર ઝળકતો નુરી કેબલો હિંદ સર ઝમીન,
વધતું રહે જરથોસ્તીઓનું તે પર યકીન—ચાલો૦

અમારી બંદગી તું મારફત પહોંચાડીએ દાદારને બાર,
મુરાદ અમારી હાંસલ કરજે અનેક વાર—ચાલો૦

ધર્મી મારા (*        ) ને સગન માગીએ,
ઇરાનશાહ કરજો સદા સુખી અપાર—ચાલો૦

સોવાસણ મારી (*        )ને સગન માગીએ,
રાખજો સોભાગ અખંડ ને સુખી સંસાર—ચાલો૦

કુળદિપક (×        ) ની ફળો મુરાદ ભલી,
આબાદી સાથે શાદીના ગીતો ગવાય—ચાલો૦

બખ્તાવર (×        ) ની ફળો મુરાદ ભલી,
સગનવંતી શાદી રામરનીની શેશો ભરાય—ચાલો૦

(રાગ બદલવો.)

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહને હરગીઝ નહિ વીસારજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહ હજુર જશન કરાવજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહને માચી ચઢાવજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહ હજુર નીરંગદીન કરાવજો—ચાલો૦

---

* ગીત ગવાડનારનાં કુટુંબનાં બાનુઓ અને મરદોનાં નામ અહિં લેવાં.

× કુંવારા છોકરાઓ અને છોકરીઓનાં નામ અહિં લેવાં.

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહ હજુર હમાયશત કરાવજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહ હજુર ફરેસ્તા કરાવજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહ હજુર ઇજશની કરાવજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહને નાવરીઓ ચઢાવજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહ હજુર દસ્તુરોને નવાજજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહ હજુર મોબેદોને નવાજજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
આતશબહેરામ ધીનો દીવો કરાવજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહને સેજદો કરવા સીધારજો—ચાલો૦

માગોને મળશે મુરાદ તમારી,
ઇરાનશાહને હમેશ યાદ કરજો—ચાલો૦

ગાએને ગવડાવે જે ઇરાનશાહના ગીત,
મુશકેલી તેની આશાન થાય—ચાલો૦

ગાએને ગવડાવે જે ઇરાનશાહના ગીત,
ખુશાલી તેને ઘેર ફેલાય—ચાલો૦

ગાએને ગવડાવે જે ઇરાનશાહના ગીત,
ફરજંદની આબાદી તેને ત્યાં થાય—ચાલો૦

ગાએને ગવડાવે જે ઇરાનશાહના ગીત,
મુરાદો તેની સફલ થાય—ચાલો૦

ગાએને ગવડાવે જે ઇરાનશાહના ગીત,
યઝદાની તેને ત્યાં આમદ થાય—ચાલો૦

ગાએને ગવડાવે જે ઇરાનશાહના ગીત,
ફરેસ્તાઓની તેને ત્યાં આમદ થાય—ચાલો૦

શિરછત્ર તારૂં અમર તપો ઇરાનશાહ,
ઉતારજો તારા આશિષો અપાર—ચાલો૦

વડા દસ્તુરજીઓ બંનેનાં શિરતાજ સાથ,
સંજાણાઓ રહો તારી સેવામાં ઉસ્તવાર—ચાલો૦

નમાજ હોજો તને ઇરાનશાહ પાક,
મહેરબાની સૌ પર ઉતારજો—ચાલો૦

યાદ કરીએ તમને તનો મનથી,
અમોને હંમેશ સંભાળજો—ચાલો૦

આશિષ માગે 'ફીરોઝગર' ખરાં દીલથી,
ઇરાનશાહનો અમર રહો ઝળકાટ—ચાલો૦

મહેનત સૌની તેં સફલ કીધી ઇરાનશાહ,
હોજો તુંને અમારી નેમાજ—ચાલો૦

